પ્રભુ ! — પ્રભુ !

# વાણીયા ભાઇની નીચી મૂછ.

## અને પ્રેમલાની માના પોચા ઘા.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર.

લાધલાલ દેશાઇભાઈ પટેલ.
શાન્તિપોળ—કરમસદ.

દેશી મિત્ર પ્રેસમાં મગનલાલ નમાળીદાસે છાપી.
ઠે૦ લીમડાચોક—સુરત.

આવૃત્તી ૧ લી — પ્રત ૫૦૦૦
સને ૧૯૨૩ — સંવત ૧૯૭૯

કીમત ૦-૧-૦

# → સુચના ←

(૦)



મારા સુરતની માનવતા ભાઇઓ ! અને બહેનો ! વાણીયા ભાઇની નીચી મુછ વાંચી અથવા સાંભળી આપના મનના તરંગો ઝાલ્યા તો નહિજ રહે ! પરંતુ જરા શાન્તિ રાખી સાંભળો ! કે હંમેશાં નમનતાઇ રાખી નાણું ટકા લાભ મેળવી શકો છો અને નમનતાઇમાંજ તમારી કીંમત આ અસાર સંસારમાં અંકાય છે અને આખરે પ્રભુને ત્યાં પણ તમારે માટે નમનતાઇની નવરી નીસરણી ગોઠવીજ મુકી છે માટે હંમેશાં વાણીયાભાઇની નીચી મુછ કરીનેજ ચાલવું. વળી પ્રેમલાની માના પોચા ઘા, એ પણ સાથે સાથે જણાવું છું કે પોચું પોચું મારે છે પણ અંદરથી હાડકાં ચુરેચુરા થઇ જાય છે ભાવાર્થમાં દેશ અને પરદેશ ચતુર માણસને પુરૂ ચીતરવાની આવશ્યકતા નથી. પણ મારા નાના ભાઇઓ કે જેઓ વિદ્યાર્થીઓ અગર અભણ વર્ગના અણુ સમજુને દાખલા તરીકે સમજાવું છું કે સ્વદેશ ભક્તિ એજ તમારા જીવનનું ખરૂં પુરૂષાર્થ છે. માટે સ્વદેશ ! સ્વદેશ ! સ્વદેશ ! હર હંમેશાં તમારા કાનમાં એવાજ પડઘા પડવા જોઇએ. એવી મારી અલ્પ મતી અનુસાર આશા રાખું છું. ભુલચુકની માફી આપી તૂટેલા શબ્દો સંધાડી મને આભારી કરશો. એજ લી૦,

તમારો સ્નેહી, ભાઇલાલ.

# અમારા હિંદનો હીરો.

(રાગ)—ગાડી આવી ગુજરાત.

ગાંધી થયો ગુજરાત વીરો મારો ગાંધી થયો ગુજરાત
દીસે જાણે એ પ્રભાત વીરો મારો ગાંધી થયો ગુજરાત

સાખી.

ગાંધીતણા ગુણ છે ઘણાને ગણી ન આવે પાર
પ્યારા હિંદને તાળવા એતો ગાજી રહયો છે અપાર—

સાખી.

રેંટીયા સ્થાપ્યા રણ કરીને કરી ન લાગી વાર
વણીતાર વેગે થકી એતો કરશે ભારતનો ઉધાર—

સાખી.

હાહાકાર વર્તાવીયો ને જયાં ત્યાં ગાનો ગાય
નાના સીકડા નાવમાં એતો બેસીને ઝોલાં ખાય—

સાખી.

આવો હોંસે ખેલવાને ખેલી લેજો લાવા
ફરી ફરી સખી નહિ મળે માટે લેજો સાખી આ દાવ—

સાખી.

ધૂની જગાવી હિંદમાં ને લહેરે ગોટા જાય
સ્વરાજય લેવા કારણે એતો ભર સમુદ્રમાં નાય—

સાખી.

સહીયર સરવે જાણજોને જાણી કરજો વાર
બનતું વહોરી બેનડી કરજો દેશતણો ઉધાર—

સાખી.

સિન્દર સુરત આગણીને ગાજે હરનીશ ગાન
હમના તણા દિવસો મહી બેની દેજો વીરાને માન—

સાખી.

પુર્વે બંગાલા કર્યું કર્યું પંજબ ભરપુર
પરમદ દેવી દેવકી એતો આનંદ લે છે ઉર—

સાખી.

અમદાવાદમાં ઉતર્યા સ્થાપ્યા મઠ કરી પેર
શીચી રોડ રળીયામણો એતો દીસે કુદરતની મહેર—

સાખી.

કાઠીયાવાડી કામનો રાખ્યું નડિયાદનું નામ
બાંધલ કીધું ધામથી એવું કહું છું બીડી હામ—

સાખી.

વિદ્યુત વેગે જાગીયા ને વલ્લવ વહેલા થાય
કરમસદતણા કુળવાસીઓ એતો મન ગણા હરખાય—

સાખી.

નામ દીપાવ્યું બાપનું નેકુખ દીપાવી માત
આંધી સંગે ચાલીયા મારી વિદેશીને લાત—

સાખી.

મહમદથી મન મોહ્યું શૌકત તેનો અંત
હસે દારૂણુ દાખવ્યું જેલે ગયું પ્યારૂં ગુજરાત—

સાખી.

પંથે ચાલ્યા પ્રેમથી કરવા દેશનાં કામ
નિશાન ચઢાવ્યાં નાવને જુઓ દીસી રહ્યાં છે આમ—

સાખી.

કૃપાયે ગયો મરીબડી કતલખાને અથાગ
હિંદુ સાથે હળી મળી લીધો દયાતણો આ ભાગ—

સાખી.

મુસાફરીમાં વાંચવા લેજો ખુંકો આજ
મનને મારીને કહું ભાઇ કરજો દેશોદયનાં કાજ—

સાખી.

સીટ સામે સીટ ગોઠવી બેસાડો ભુલભુરૂ
દેખી દીલ મારૂં થતું કહું દેખો વિદેશીમાં ગુરૂ—

સાખી.

કળીયુગમાં ફુળ કાપવા વાવ્યાં બીજ અથાગ
વીણી લેજો વેગથી એની ગાઇ ગાડીનો આરાગ—

સાખી.

વાજાં વાગ્યાં વેગથી ને સુણજો એનો નાદ
ગુણીયલ આ ગુજરાતમાં સખો ગાજો ધરીને વાદ—

સાખી.

બેનો સરવે જાણજો લઇ મારા જુવાર
આહી મહી બેઠો સદા એવું લખ્યા કરૂં પોકાર—

સાખી.

પ્રપંચોના પોટલાં ને બાંધી લેશો ના
પરમાર્થમાં પ્રેમથી એની કરજો કહ્યું જે આ—

સાખી.

સાખી સુંદર આ લખી ગજરાવું રંગ સાથ
ચતુર ચીત ચોરી કરી લેજો ભરી ધરીને હાથ—

સાખી.

ગાંધીના ગુણની કથા કરવા આવ્યો આજ
ભાઇઓ એનો સુણજો ચહાજો રામતણું આ રાજ—

સાખી.

સુરત વસ્તીમાં રહી કરતો આવું કામ
કરમસદના કર્મ થકી હુંનો મહાલી રહયો છું આમ—

સાખી.

ભરોંસો મારે રામનો ચહાતો હું હરનીશ
સુખે દિવસ ગાળી કરી ગાઇ જાણું દિવસ જગદીસ—

સાખી.

આણંદથી ઉપડયા પછી ગાડી જાય ખંભાત
પહેલું સ્ટેશન માહરૂં જયાં છે ઝાઝી પટેલોની જાત—

સાખી.

દુહારો દુઃખ ભંજનો છે બાપેશ્વર દેવ
દેવળ પાછળ ઝુંપડું ત્યાં રહેવાની છે મારી ટેવ—

સાખી.

માત પિતા સ્વર્ગે ગયાં ભગિની ભ્રાત મુજ સાથ
જન્મ્યા છીએ ઝખ મારવા એવા કરમેં પછાડું હાથ—

સાખી

પ્રસાદી આ પ્રેમની ઇશ્વર લખાવે હાથ
ભણાવે ભાઇલાલ ભાવથી ભણજો ભાઇઓ ભીડીને બાથ—



# શાંન્તિરૂપી સહસ્ત્રથી હડવું તે શું?

# આપને છાજશે કે?

## (રાગ) ખુનેજીગરસે પ્રીતી.

છો વીર ભારતનાં મારારે ક્યાં જાઓ છોડી હામ
સુખ શાંન્તિ સઘળે સ્થાપુંરે ક્યાં જાઓ છોડી હામ
વિધ વિધ વસ્ત્ર બનાવો સૌ દેશીને સમજાવો
પછી ખાદી પહેરી લાવોરે ક્યાં જાઓ છોડી હામ
હિંદુ અને મુસ્લીમો પારસી અને ખ્રિસ્તીઓ
સંપી કરો સૌ દીવોરે ક્યાં જાઓ છોડી હામ
કંઈ દેશ દયા દીલ લાવો દુઃખીયાનો લેજો હાવો
જોઇ આવ્યો જમાનો આવોરે ક્યાં જાઓ છોડી હામ
હિંદ દેશ તણાં સંતાનો ગાજો હરનીશ આ ગાનો

ફહિ નહિ રહે સુખો છાનાંરે ક્યાં જાઓ છોડી હામ
વળગી પીવો ક્યાં પ્યાલી તાડી શરાબે ઝાલી
એવું ગીતા કહે પોકારીરે ક્યાં જાઓ છોડી હામ
શુરે ગોવીંદના ગુણ ગાવા વીરા થજો સઘળે આવા
સ્વરાજ્યની ધુની જગાવારે ક્યાં જાઓ છોડી હામ
વીદેશીને દફ્નાવો સૌ રત્ન ભારતનાં લાવો
પછી તેની માળા બનાવોરે ક્યાં જાઓ છોડી હામ
બાળી બવાડા ભાખે બાઇલાલ પ્રીતે કંઇ ચાખે
બે હાથ જોડીને માગેરે ક્યાં જાઓ છોડી હામ

—※—

## ખાદીમાંજ ખુશાલી છે.

### કવાલી.

અરે વીરા સુણો મારા ગુણો ખાદી કહું પ્યારા
વળી વિદેશીને વાલા કહોને છોડશો કયારે
પહેરી પ્રેમથી ખાદી કરી સૌ દેશ આબાદી
અરે મલમલ અને વોઇલ કહોને છોડશો કયારે
ઘરે ઘર રેંટીયા રાખી સુખોના સ્વાદને ચાખો
પીતાંમ્બર પ્રેમથી પ્યારા કહોને છોડશો કયારે
સહુ ઓ સ્વદેશીનાં વીરા
દુઃખી દીન આ અરે વીરા કહોને છોડશો કયારે

સુખી સંસારમાં થાવા ગુણો ખાદી તણા ગાવા
મળ્યા લ્હાવા તજી આવા કહોને છોડશો ક્યારે
અરે ઓ હિંદના હીરા ઉઠો સૌ હાંક વગાડીને
ગૂંથ્યા પરદેશના ગાભા કહોને છોડશો ક્યારે
બજારે બેન્ડ વાગે છે વિદેશીમાં એ રાગે છે
સુણી સુર સામટા જાગી કહોને છોડશો ક્યારે
તમારૂં તો અરે તમને નથી એમાં જરા અમને
બળેલી બળતરા આ તે કહોને છોડશો ક્યારે
તમારા ધર્મની ખાતર નીશાનો રોપવા ચાલો
ખરામાં આ ઘુસ્યાં હાલો કહોને છોડશો ક્યારે
અમારે આંગણે આવી અમોને ખુબ ભરમાવ્યા
ખરે નહિ નહિ જરા ફાવ્યા કહો તે છોડશો ક્યારે



# સમજો તો સાર નહિ તો માર.

## સાર આ સંસારમાં ના જોય.

લાભ એક હીંદમાં મેં જોયો
મેં બહુ બારીક નજરથી— લાભ.
પહેરી વીદેશીને ચાહીને ચીતે
ભાઇ ખરે ખુબ રોયો— મેં

સાખી.

જોયો લાભ મેં હીંદમાં ખાદી ખાદી બસ થાય
પહેરો નર નારી અહીં દુઃખ સુખમાંજ સમાય

સાખી

વીદેશી હ.થે કરી અહીં થયા ગુલતાન
સુખ છોડી દુઃખ ભોગવી ચહો થઇ મસ્તાન

ઝેર પીધું મેં જાણી જોઇને જુઠું આ
દીઠું પીસેલું મીઠું આ—મેં
દાન ખ ચ્યા મેં ડમત દાટેલા કાઢી
મુડાવી મુઓ—મોહી આ—મેં

સાખી.

પીધું ઝેર જાણી કરી તોડી ખોટલ અપાર
પેસ્તનને પીઠે ચઢી બન્યા થઇને ગમાર

સ.ખી.

મુછો મુડાવી મોહમા થયા મરણુ અહીં તોલ
સહ્યું દુઃખ બહુ બહુ કરી તજી પાળો આ બોલ

લૂટી લૂટીને ખાધો દેશ અમારો
સાર કાંઇ તમો ના જાણ્યો—મેં
ગાંડી ઘેલી ગુજરાત ગણીઆ
બાઇલાલે બાવે તેને બણીઆ
ગાડીમાં ગપ્પાં ઉઠે આ—મેં

# ગાંધી પર્વનો આંક.

## (રાગ) મહાભારતનો

એકડે એકો ઉપર દેખો ગાંધીજીને જઇને
પાછળ બગડા ચઢી બેઠા તે ફેંકો એને ચહીને
અહો ભતજી સુણીએ

બગડા પાછળ તગડો તૂટ્યો તૂટ્યો તાર તંબુરો
ખુણા ખોંચથી ખેળાખેળાને કરો નિદ્દેશે પુરો—
ચોગડે ચાડી કરી ચખટ્યો બાલુ મેવાનો પાક
ઊઠી મળસકે ભરી વગારો કચ્ચો પડેલુ શાક—
પાંચડે પુરા પેર કરીને પંચ પ્રભુ પરખાયા
કહો ભાઇઓ આજ સવારે સીજું ક્યાંથી લાવ્યા—
છગડે છાના રહેજો અધળા ગાડો જોશમાં જાય
સુરતની ઉપડી નૌકાની વચ્ચે ઝોલાં ખાય—
સાતડે સત્યાનાશ વળ્યું ને વાળો બેઠા છેડા
શામ ભરોસે રાજ કરવાને છોડો નહિ આ કેડા—
આઠડે અડધા મેટ બનાવી મુકયા અહીં અથડાવી
કહું છું ભાઇઓ ફેર કરીને શરમ જરાના આવી—
નવડે નવરા કરીને નાખ્યા પાસા ફેરવી પેર
વૈશમપાયે રાહ ચલાવી ગાજે જઇને ઘેર—
એકડે મીંડે દશ થયા પણ સુખ દુઃખમાંજ સમાણું

ભલા ભારતનું દેખીતું આ ક્યાં ગયું સઘળું નાણું—
બેવ એકડે અગીયારામાં અડકાયા આથડતા
ગોરી ચામડી દેખી ભાઈઓ જરા પાછા નહી પડતા—
એકડે બગડે બાર બરાડી જુઓ ખોટી પાડો
તીલકને કુમકુમથી કર્મ કરી લેજો આ આડયો—
એકડે તગડે તેર ગણાવ્યું ગણજો થઈ ગુલતાન
ચાલુ જમાને ખાવા લાયક ચાખજો જીવન તાન—
એકડે ચોગડે ચોદ થયા પણ ભાન જરા ના આવ્યું
અવીન નવીન ફેશન વળગાડી શું ફરો છો ફાવ્યું—
એકડે પાંચડે પંદર અંદર હાથ ઘાલીને કાઢો
કેશાં મુંડવાનો લઈ અસ્તરો મુકો પહેલી કાઢો—
એકડે છગડે સોળ ગણીને વીચાર કરે છે ભારી
મારા ઘરના મેડા ઉપર મુકી પાછળ બારી—
એકડે સાતડે સત્તર અત્તર વાપરતાં વળગાડયું
લક્ષ્મીને લાતે લુટાવી આખર શું આ કાઢયું—
એકડે આઠડે અઢાર ઉપર આઘા જઈને અડજો
પહેલા ધોરણમાં અંક એકડાનો વાંચી આગળ ચઢજો—
એકડે નવડે ઓગણીસમાં કંઈ ઉંઘીને ઊકળ્યું
પાટલુનદ સે ધોતીયાદાસનું અવળું ગબ્દન મારયું—
બગડે મીંડે વીસ બીસમાં બીમારી ગઈ વધી
મેરવાનજીના પીઠાંની સલામી દે આ બધી—

# સત્યમેવ જયતે.

રાગ—(ઠબલતાલ) વાલાવેગે આવોરે દયાદીલે લાવોરે.

પ્યારા પુર પાવોરે સીંચી સીંચી જાવોરે
ખીલી આ પુલવાડીયોરે.
દેશોદયની વાડી મારી સંત સમાગમથી તારી
તે પર જોઉંવાળી વાળીરે.
સત્ય બીજ શરૂઆતે જાતાં પુષ્પ ચમકતાં દેખો રાતાં
સ્વરાજય તણું ગીત ગાતાં ગાતાંરે—
માળી વીનાની સુનીવાડી વાડ વીનાની સુનીવાડી
પુલ રોપ ઊગે છેદહાડી દહાડી રે—

સાખી.

માલીકને બાગ બનાવીયા નવ નવ રંગ ભરપુર
જન મંડળ જોડું મળી લેછે આનંદ ઉર—
આનંદે લેહ લગાવીરે પુષ્પોને જોઇ ભાવીર
ચમકયાં ચોત ચોકમાંરે—
ગાંધીજીએ ધુન જગાવી સુખે દેશમાં જાતાં ફાવી
ભાઇલાલ કહે છે ભાવી ભાવીરે



# ઓ ફેશન તારાથી તોબા? તોબા? તોબા?

## કવ્વાલી.

અરે રે હીંદ સંતનો ભુલ્યા શું ભાન ફેશનમાં
હવે હાથ દશા જોનાં ભુલ્યા શું ભાન ફેશનમાં
અમારા બાપ દાદાની હતી મીલકત ઘણી ભારી
લૂંટાવી લાત મારીને ભુલ્યા શું ભાન ફેશનમાં
અરે આ દેશની દોલત વીદેશે જાય છે ચાલી
હઠીલા હદ થઇ ભારી ભુલ્યા શું ભાન ફેશનમાં
પ્રપંચોના પુરા બાંધી સનાથી થયો હવે સાથી
કમર પુરી જરા બાંધો ભુલ્યા શું ભાન ફેશનમાં
કળાલાં કંઇ કરી જગમાં કબાટો શું ભરી લીધાં
પીધાં જઇ ઝેરનાં પ્યાલાં ભુલ્યા શું ભાન ફેશનમાં
ભરોસાથી ભુલાવીને જનેતા કુખ લજાઓ છો
મીંચી આંખો ઉડાવીને ભુલ્યા શું ભાન ફેશનમાં
સુકાં આ કષ્ટને ખડકી મુકી ચીતા જુઓ અટકી
મરો છો કયાં જઇ પટકી ભુલ્યા શું ભાન ફેશનમાં
અરે અમ દેશની દોલત અમોને રંગ ઉડાવે છે
છતાં ફેશન રડાવે છે ભુલ્યા શું ભાન ફેશનમાં
કરૂણા મય કૃપા કરજો કહે ભાઇલાલ આ અરજો
હવે ખાદી ગૃહી ફરજો ભુલ્યા શું ભાન ફેશનમાં

# સાંભળ ઓ ગમાર સાંભળ ?

## કવ્વાલી

ભજી લે પ્રેમથી ભુંડા અભાગી જીવડા પ્યારા
સુકાની તું સજી લેને અભાગી જીવડા પ્યારા
ફરે મસ્તાન થઇ ખાલી પ્રભુને ત્યાં થશે હાની
દયાથી દાન દીપાવી દે અભાગી જીવડા પ્યારા
વાવેલા બીજ આ નડશે બુરી હાલત થઈ પડશે
ચેતી દીલને સુધારી લે અભાગી જીવડા પ્યારા
જવાનું તે જવાનું છે જરૂર કેઇ દીન ઝપાટામાં
મુરખ મનથી તું માની લે અભાગી જીવડા પ્યારા
ગપાટાના ઝપાટાનાં ચલાવે ઝાપટાં ખોટાં
ભિડી આશા જવા દે તું અભાગી જીવડા પ્યારા
જગતના કાચને યંત્રે નીહાળે કાં અભાગી તું
હૃદયથી જો જરા જાગી અભાગી જીવડા પ્યારા
સમાચાર સ્વર્ગમાં અડતાં નરકનું દ્વાર ત્યાં જડશે
પછી પસ્તાઇને મરશે અભાગી જીવડા પ્યારા
મળી માટી મહી જાશે અધુરી રહી જાશે આશા
પામર પાછળ ખતા ખાશે અભાગી જીવડા પ્યારા
કહે ભાઇલાલ આ પોતે ભજી ભગવાન ભાવેથી
દયા હીણુ ના કદી બનશો અરે બંધુ સુણો મારા

---

# લ્યો ત્યારે લ્યો

**મણી ભાભી કહેતાં હતાં તેજ કે ? કા એજ.**

આ ( **વાણીયા ભાઈની નીચી મુછ**) તમે વાંચો બીજાને વંચાવો અને તમારાં બાળકોને ભણાવી ભારત દેશનું ભલુ કરો—વળી વધુમાં સ્વદેશ સેવાનાં કેટલાંક જાણીતાં પુસ્તકો નીચેની યાદીમાંથી પસંદ કરી ટીકીટ બીડી મંગાવો.

| | | | |
|---|---|---|---|
| ચમ્પાની કળી | .... | .... | ૦—૧—૬ |
| દેશદર્પણ .... | .... | .... | ૦—૨—૦ |
| ભાઈલાલની ભાંજગડ.... | | .... | ૦—૧—૬ |
| સુડી વચ્ચે સોપારી .... | | .... | ૦—૧—૦ |
| વળી આ નવુંજ ધતીંગ.... | | .... | ૦—૧—૦ |
| વાણીયાભાઈની નીચી મૂછ | | .... | ૦—૧—૦ |

ઉપર બતાવેલાં પુસ્તકો કીંમત ઉપરાંત ટીકીટ બીડી મંગાવી લેવા મહેરબાની કરશો. સવાલ માટે રીપ્લાઈ પત્ર લખવો. અગાઉથી ટીકીટ બીડવાથી મોકલવામાં આવશે. લખો.

**ભાઈલાલ દેશાઈભાઈ પટેલ.**

શાન્તિપોળ—કરમસદ

[illegible] વાણીનારીરો—